# રાષ્ટ્રીય ચેતન.

115

સંગ્રહ કરી છપાવનાર.

બુકસેલર. જદુભાઈ [illegible]

ઠે. સ્વામીનારાયણના મંદીર પાસે, મુ. નડીઆદ.

આવૃત્તી ૧ પ્રત ૧૦૦૦

કીંમત ફક્ત રૂ. ૦—૦—૯

ત્રણ પૈસા.

ધી શારદા વિજય પ્રીં. પ્રેસમાં શા. હરજીવનદાસ અમરશીએ છાપ્યું. સાંથપીપળી—નડીઆદ.

# દિ·સં માતાની આશીશ.

( રાગ )—( હરિગીત છંદ )

કોમળ મધુરૂં મુખડું, નીહાળીને મમ બાલુડાં,
આનંદની ઉર્મી ઉછળતી, અંતરે મમ બાલુડાં,
રસ સ્નેહની સીમા નથી, જ્યોતિ દીઠે છે ઝળહળી,
ઓવારણાં લઉ હેતથી, રક્ષણ કરો તુજ શ્રી હરી.
**તિલક સમો તિલક બની તુજ દેશને દિપાવજે.**
**ગાંધી સમો સત્યાગ્રહી થઇ, હિંદને તું ઠારજે;**
ગૌરવ વધારી હિન્દનું, તુજ દેશને શોભાવજે,
**"આ હિન્દ મારો દેશ," એવી ભાવના પ્રસરાવજે;**
તુજ ઓષ્ટ ફરકીને ખરે સાક્ષી પુરે મુજ વાતની,
સ્મિત હાસ્યથી મુખડું કહે છે કુખ દિપશે માતની,
ત્રેત્રીસ કોટી દેવતાઓ સર્વદા રક્ષણ કરો,
નવજીવનમાં મમ બાલુડાંનાં સ્નેહને ચેતન ભરો.

( લેખક. નાનાલાલ દલપતરામ પટેલ )

# દેશના માટે ગાંધીજીએ લીધેલી ફકીરી.

( રાગ )—( કવાલી )

મીઠી વાણિ સુણી તારી, હવે ભારત પ્રજા જાગી;
સ્વતંત્ર સ્વરાજ્ય લય લાગી, ફકીરી તેં લીધી ગાંધી.
પરાધીન દેશની દાઝે, સ્વતંત્ર સ્વરાજ્યને કાજે;
અમીરીને તજી આજે, ફકીર બન્યા ગાંધીજી દેશના માટે.
વિપત્તનાં વાદળાં વોહરી, જપ્યા નહિ રાત દિન ઘોરી;
સ્વયં સેવક દીધા જોડી ··· ··· ··· ···ફકીરી.
ખીલાફતની લડત કાજે. ઈસ્લામી ધર્મની દાઝે;
મળ્યા નહિ ન્યાય તે કાજે ··· ··· ··· ···ફકીરી.
પંજાબી ભાઈ બેનોની, લુટાઇ લાજ ત્યાં કઈની;
થઈ ખુનરેજી બેચેની, ··· ··· ··· ···ફકીરી.
માલ કાચો અને પાકો વિદેશે જાય છે આખો;
મરે દેશી ભૂખે લાખો. ··· ··· ··· ···ફકીરી.
હિંદવાસી મરે ભૂખે, વિદેશી ખાય છે સુખે;
ખરેખર દેશને કાજે ··· ··· ··· ···ફકીરી.
દહી દૂધ સત્વ સહુ ખેંચી, વિદેશી લઈ ગયા ખેંચી;
સત્વ હિન થઈ પ્રજા તેથી ··· ··· ··· ···ફકીરી.
વિલાયતમાં લડાઈ ચાલી, તિજોરી હિંદની ખાલી;
દયા નિજ દેશની ભાળી. ··· ··· ··· ···ફકીરી.
વિપત્તના પોટલા સાંખી, મુઠીમાં જીંદગી રાખી;
નપરવા પ્રાણની રાખી. ··· ··· ··· ···ફકીરી.
મહાવીર દેવના પગલે, ભર્યાં પગલાં સુદ્રઢ ડગલે;
ક્ષમા શાંતિ અડગ ઢગલે ··· ··· ··· ···ફકીરી.

ચિરંજની ઢાલ તેં ધારી, ક્ષમાના ખડગથી યારી;
કરી ઉદ્યમ તુરી સ્વારી. ... ... ... ...ફકીરી.
મોહનની મોહની ભારી બન્યા કંઈ ભક્ત નરનારી;
દેશ સેવા કરે સારી. ... ... ... ...ફકીરી.
દેવ તેત્રીસ કરોડ આર્યો, પરાધીનતા થકી ડનાર્યો;
મુક્ત કરવા કર્યાં કાર્યો, ... ... ... ...ફકીરી.
સ્વતંત્ર સ્વરાજ્યના મંત્રો, મહાત્મા તીલકના સુત્રો;
ગોઠવ્યા ગાંધીયે યંત્રો, ... ... ... ...ફકીરી.
સુતરના તાંતણે લેવું, સ્વરાજ સ્વદેશનું દેવું;
બધ કર પણુ કર્યું કેવું ? ... ... ... ...ફકીરી.
રેંટીયાની રસમ સાદી, ઘરોઘર ફેરવ્યા ગાંધી;
વણે હાથે અમીર ખાદી ... ... ... ...ફકીરી.
ખાદીના વસ્ત્ર ત્હેં પહેર્યાં, ઘણાં પહેરે વગર પ્રેર્યાં;
હૃદય કાળાં કર્યાં ગોરાં ... ... ... ...ફકીરી.
અસહકારી વ્રત તેં લીધું, સ્વદેશા પણ કર્યું સીધું;
દયાથી દેશને દીધું. ... ... ... ...ફકીરી.
ખરો હઠયોગ તેં લીધો; સંન્યાસ સ્વરાજ્યનો લીધો.
પ્રજાનો પ્રેમ રસ પીધો. ... ... ... ...ફકીરી.
મદીરા પાનથી કુડી, દેશની દુરદશા ભૂંડી;
કરાવે બંધ એ રૂડી, ... ... ... ...ફકીરી.
ફકીરીમાં અમીરીની, છાપ સાચી પડી ગાંધી;
દેશથી હાઝની યાદી. ... ... ... ...ફકીરી.

# ( સ્વદેશી વૃતનો ગરબો )

( રાગ—રઘુપતી રામ રૂદેમાં રહેજો રે )

ગુણીયલ મ્હારી બેન અસહકારી બનજોરે
તમે સાચો સત્યાગ્રહ કરજો. ગુણીયલ.

આખા દેશની જેમાં આબાદી રે
પહેરો ખંતથી સરવે એ ખાદી રે
ત્યારે કહેવાશો સ્વરાજ્ય વાદી ગુણીયલ-
પારદરશક પરદેશી સાડી રે
પહેરે કાયા તો દીસે ઉઘાડી રે
એવી ફેશન નાંખજો કહાડી ગુણીયલ.
બંગડી પોલકાં ને ફેન્સી ફરાગો રે
બહેનો સરવે એ સત્વર ત્યાગો રે
સાચી ભારતની તનયાઓ જાગો ગુણીયલ.
અતી લાડથી જેને ઉછેર્યાં રે
જેણે રામ તણાં મન હેર્યાં રે
એવાં સીતાએ વનકુળ પહેર્યાં ગુણીયલ.

દેશ ભક્તમાં નામના જેની રે
કીરતી જગમાં ગવાશેજ તેની રે
એવાં ધન્ય સરોજની બહેની ગુણીયલ.

દયા દેશની દીલમાં આણી રે
મુકયાં પરદેશી વસ્ત્રોનાં પાણી રે
એવાં સરલાદેવી ચોધરાણી ગુણીયલ.

બેની અનસુયાના જોઇ કામો રે
લીધો ભારતી માયે વીસામો રે
પ્રસન્ન થઇ કહ્યું સ્વરાજ્ય પામો ગુણીયલ.

જેનાં માત પીતા હશે એક રે
વળી કુળમાં હશે જો વીવેક રે
તેતો રાખશે સાચો આ ટેક ગુણીયલ.

કુળવંતીને ઝાઝું શું કહીએ રે
હવે આટલેથી છાનાં રહીએરે
જરા સમજે તેને સીખ દઇએ ગુણીયલ.

બેનો મોટી તમારી આ ખામી રે
જોઈ ભારતી લજ્જા પામી રે
કવી રાવ કહે શીર નાંમી ગુણીયલ.



# ફેસનબાઇનો રાજીઓ.

## ( રાગ–મરસીઓ )

હાય હાયરે બ્હેનો કહું તે સાંભળો, એ ટેક.
મજા માનો પોલકાં પહેરી: થયો માલ વિદેશી વેરી,
જાણુ થતાં હવે ખુબ ઠેરીરે, હાય હાયરે
વિદેશી બંગડીઓ આવી, દેશ નાંખ્યો બધો આ તાવી,
ભુંડી ભુલ હવે શી ખાવીરે. હાય હાયરે.
સપાટે ઝપાટા દીધા, ભીખ માગતા હિંદને કીધા,
દોરી લોટા તમે હાથ લીધારે હાય હાયરે.
હોળી થઈ ચોળીથી જાણી, ધર્મ ઉપર ફેરવ્યું પાણી,
ધોળે દી લક્ષ્મી તાણીરે હાય હાયરે.
સુંદર વેણી ફેણજે માંડી, ઘેલી ગુજરાત આ છેક રાંડી
બીડી ફુકવા હાથ રહી ગંડીરે હાય હાયરે
વિદેશી માલે ડંક દીધો, ભીખ માગતો દેશ આ કીધો
ભુખે રસ્તો મસાણનો સીધોરે હાય હાયરે,
તમે ગાદી તકીયા રોળી, લીધાં ભગવાં ખભે આ ઝોળી
અનાચારે દીધો દેશ બોળીરે હાય હાય,
દેવ અનાચારે સૌ ચાલ્યા, તમે માલ વિદેશી ઘાલ્યા
ધર્મ ટેક તમારા હાલ્યારે હાય હાયરે,
આવ્યાં વસ્ત્ર ઝીણાં જેમ જાળી, પવન ખાવા મુકે જેમ બારી
નગ્ન જેવાં એમ લાજ બાળીરે હાય હાયરે,

તમે ગાંઠે સાડીઓ પહેરી, રંગલાલ ગુલ્લાબી ઘેરી
વધ્યા જારી હતા જે લ્હેરીરે હાય હાયરે,
જેને દેખી રાજાઓ ધ્રુજે સતીમાની મોટાઓ પુજે
એ દશા માઠી બહુ ખેંચેરે હાય હાયરે,
સિદ્ધરાજ, જેસીંગ વીરજેવા, દુર હઠયા રાણકથી કેવા
હવે રહયા બંગડીના હેવારે હાય હાયરે,
પર પુરૂષને કર શુભ દેવો, એ બંગડીનો લ્હાવ લેવો
એથી બળ્યો જન્મ આ એવોરે હાય હાયરે,
બ્હેનો ચૌટે ચકલે ચાલી, શીલ જતાં આ દશા ખાલી
વિદેશી બંગડીઓ ધાલીરે હાય હાયરે,
મીઠું જતાં થાય બગડી, બંગડી રૂપે થાએ રગડી
સતી નારે ફોડીને તગડીરે હાય હાયરે,
વાડિલાલ તણી શીખ માની, બની ગયા હવે છેક રાની
હિન્દ દેશને એથી છે હાનીર હાય હાયરે,

[ લેખક—કવી વાડીલાલ સાંકળચંદ ]

# રેંટીઆનું ભજન.

( રાગ—વહાલા વેગે આવોરે )

ગાંધીએ બતાવ્યો રે, ભલે દીલમાં ભાવ્યો રે
મારો રૂડો રેંટીઓ હોજી.
એ રેંટીએ લાભ છે અપરમપાર............ગાંધીએ.

સાખી.

હિન્દ ભૂમીમાં નીપજે, જ્યાં ત્યાં ખુબ કપાસ;
લોઢીને રૂ કાઢતાં, આવે પરમ હુલાસ.
પછી એને પીંજીરે, બરાબર વીંઝીરે,
સારી વણું પુણીઓ હોજી............ગાંધીએ.

સાખી.

પુણી લઇને હાથમાં, કાંતુ સુતર નિત્ય;
હાયેથી ઝંઝણાવતાં, ગાઉં દેશનાં ગીત.
પુરી દેશ દાઝે રે, સ્વરાજ્યને કાજે રે,
ફેરવું હું ફીરકી હોજી............ગાંધીએ.

સાખી.

કરૂં રૂપાળા ફાળકા, રાખીને સંભાળ;
વણવાને તૈયાર આ. જુઓ હાથની સાળ.
હાથે વણું ખાદી રે, ભલે રાત સાદી રે,
પણ બહુ લાભ છે હોજી............ગાંધીએ.

સાખી.

વીદેશી કાપડ વિષે, જાય કરોડો દામ,
એ સઘળાંને બચાવવા, ઉભી છે અભીરામ.

તેથી હાથે કાંતુરે, હૈયુ મદમાતુ રેઃ
થાતું રૂડી નેમથી હોજી..........ગાંધીએ.

સાખી.

શુભ સુતરને તાંતણે, સ્વરાજ્ય લેવા માટ,
મહાત્મા શ્રી ગાંધીજીએ ઘડીઓ રૂપાળો ઘાટ.
નમુ નમુ ગાંધીરે, સ્નેહ દોર સાંધી રે;
પંચ પુરા પ્રેમથી હોજી ..........ગાંધીએ.

( હીંદી પંચમાંથી )

## ભારત માતને ચરણે.

( રાગ—ગઝલ )

ખરેખર હિન્દની આજે, બધી પલટાઈ છે બાજી;
હવે સ્વાર્પણ તણી તાલીમ, અમે લઈશું થઇ રાજી.
હવે તો બ્હીકનાં જડમુળ, અમે પકડી ઉખાડીશું;
હમારી દેશ સેવાની, પ્રતિજ્ઞા સર્વ પાળીશું.
ખરૂં જે હોય તે કહેવા, ન કરશું કોઈની પરવા;
ખરૂં જે હોય તે કરવા, ન ધરશું કોઈની પરવા.
ખરેખર સત્યને માટે, ન દુનિયાની જરા પરવા,
અમારા દેશને માટે, નથી બસ કોઈની પરવા.
હવે તો આત્મ સંયમની, અમે શમશેર બાંધીશું;
ઝુકી મયદાનમાં જલ્દી, મનેચ્છા સહ્ય સાંધીશું.
અમે ફત્તેહનો ડંકો, વિજયી થઇ વગાડીશું;
હવે તો હિન્દને ચરણે, અમારાં શીશ ઝુકાવીશું.

( હિન્દ કિર્તન )—(ચંદ્રકાન્તજી પરીખ )

# ભારત સંતાનોની અભીલાષા.

( સરજેલાં શ્રી પ્રભુએ મનુષ્યો સર્વ સરખાં છે—એ દેશી. )

અમે તો હિંદ મૈયાની, ભાવેથી ભક્તિ કરવાના;
કરી કુરબાન સર્વસ્વ, સહુજ ભવ સિંધુ તરવાના. અમે. ૧
જન્મ આ જન્મભૂમિની, સેવામાં અર્પીને પ્રીતે;
તજીને સર્વ જગજંજાલ, હૈયામાં હિન્દ ધરવાના. અમે. ૨
રગેરગમાં ભરી ભક્તિ, ભુલીશું ભાન તનમનનું;
દુઃખોમાં માનીને સુખો, ભારત ગુણ ગાને ઠરવાના. અમે. ૩
જીવીશું કે મરીશું એવી, મુકીશું દૂર સહુ ચિંતા;
કરીશું યત્ન હિંમતથી વિપદ દેખી ન ડરવાના. અમે. ૪
દુઃખોના ડુંગરો તુટી, કદિ પડશે અમો માથે;
તદપિ ક્ષણ માત્ર માંદીને, નહિ મનથી વિસરવાના અમે. ૫
પરાયા દેશના હીરા, ગણીશું કાચ અંતરમાં;
અમારી માટી પણ મનથી ગણી કસ્તુરી ફરવાના. અમે. ૬
ગાંધીજીના સુણી શબ્દો, થઈ પ્રીતી સ્વદેશીમાં;
વિદેશી વૃત્તિ વારીને, સ્વદેશી ભાવ ભરવાના. અમે. ૭
મરીશું તોય જનમશું, આ ભૂમિમાં ફરી નિશ્ચે;
કરી જગનાથને અરજી, પછી મરજીથી મરવાના. અમે. ૮

( શિવ. )

# તીલક મહારાજનો સ્વર્ગીયસંદેશ.

## [ રાગ ]–( કવાલી )

વિલોકું સ્વર્ગ ભુવનેથી, હૃદય આલ્હાદ પામે છે.
અજબ ચેતન ધરે ઘરમાં હવે આ હિન્દ જાગે છે.
ધર્યાં તમ સ્વાંગ ખાદીના, બન્યા શુરવીર લડવૈયા.
તપસ્વીની લીધી તાલીમ, દિપાવ્યું દુગ્ધ ભારત મા.
જન્મનો હક્ક જે મ્હારો, તમારો તેજ જાણો છો.
સમય એ સિદ્ધ કરવાને, તમે મેદાન આવો છો.
નસેનસ શૌર્ય પ્રસરે છે, રગેરગ રક્ત કૂદે છે.
મુસલ્માનો અને હિન્દુ, રણાંગણમાં ઝઝુંમે છે.
નહીં જ્યાં ભેદ જુદાઈ. સહોદર ગાંઠ સંધાઈ.
અમે હિન્દી બધા હિન્દી જિગરની ધુન મસ્તાઈ.
જજો મહાત્મન તણા ચરણે, સુકાની જહાજના એ છે.
કરો સ્વાર્પણ સમર્પણ સહુ, પછી તાકાત કોની છે.
" મરીને જીવવું " એ તો, ખુદાઈ છે પ્રભુતા છે.
શીખી લ્યો મંત્ર એ સાચો, વિજય દેવી છુપાઈ છે.
જુલમ જાલીમ વરસે જ્યાં, પ્રજા રીબાય ત્રાસે જ્યાં.
અહિંસા સત્યના શસ્ત્રે, લડત લડવી પ્રજાને ત્યાં.
સુદર્શન ચક્ર ઘર ઘર હો, વિદેશીને તિલાંજલી દો.
ધરી અંગે બધા ખાદી, વિચારો હિન્દ કોનું હો.
અમર પુષ્પો જુઓ વરસે, ઉપર દેવો નિહાળે છે.
અખીલ ગુલાલ ઉડે છે, દુદુભી નાદ ગાજે છે.

( લેખક:–મગનલાલ દલીચંદ દેશાઈ. )

## ભારતનું વીજય નીશાન. ( ગઝલ )

હમે સૌ હિંદના યોગી, ધરીશું ધ્યાન ભારતનું
ધરીને ધર્મ ધ્વજ કરમાં, કરીશું ગાન ભારતનું.
ધરી છે શીલની શેલી, ચ્હડાવી ખાદીની કફની
વીરક્તી દંડ કર શાહી, ઝીલીશું તાન ભારતનું.
કરી ફેશનની હોળી, વીદેશી મોહને છોડી
જમાવી અસહકારી ટોળી, ભરીશું ભાન ભારતનું.
ગયું જે જે હતું નબળું, રહ્યું તે સૌ થયું સબળું
ભુલાયું વિશ્વ આ સઘળું, સ્વીકાર્યું જ્ઞાન ભારતનું.
તજી છે લોકની લજ્જા, સજી છે શાન્ત સુખ સજ્જા
હમારાં માંસ ને મજ્જા, કર્યાં કુરબાન ભારતપર.
નથી ધન માનની ઇચ્છા, નથી સંસારની વાંચ્છા
નથી સુખ ભોગ આકાક્ષાં, સહુ સન્માન ભારતનું
હૃદયમાં પ્રેમ ધુન જાગી, સમાધી લક્ષમાં લાગી
હમે ત્યાગી વીરાગીએ, લગાવ્યું ધ્યાન ભારતનું.
નસોમાં લોહી ભારતનું, શરીરમાં અન્ન ભારતનું
મુખે છે ગાન ભારતનું, સ્વરોમાં તાન ભારતનું.
હમારા જન્મનું સાર્થક, હમારા મોક્ષની સીડી
હમારા સ્વર્ગને માટે, ચ્હડે વીમાન ભારતનું.
ગગનમાં નાચતો ઝુંડો, જગતમાં વ્યાપતું ચેતન
જીવનમાં જાગતો આત્મા, વિજય-નિશાન ભારતનું.

**(લેખક—મણીલાલ મોહનલાલ માતરીઆ)**

( વસંતમાંથી થોડા ફેરફાર સાથે )

# હિંદ જાગૃતિ.

( રાગ–ગઝલ )

---

નથી જાગ્યા ફરી સુવા સુણો દઈ ધ્યાન પરદેશી !
ઘણું ઉંઘયા ઘણું ઘોર્યા–નથી રહેવુ હવે એશી.
ઘણા ખાધા હમે ખત્તા–વધારે ના હવે ખાવા,
હમે જાગ્યા ફરીથી તે નથી કે આમ સૂવાના
બનીને અન્ધ સ્વાર્થોથી ન લાંબે કંઈ હમે જોયું,
કરી યુધ્ધો પરસ્પરનૂ બધું યે હાય ! હા ખોયું.
હવે તો સંપથી રહેવું, હવે ના ભાઈથી લડવું,
જગાવી દેશનું ચેતન હવે તો એક છે બનવું.
બહુ આધાર બીજાનો હમે તો આજ સુધી રાખ્યો,
હમે તેથી નિરાશાના ફળોનો સ્વાદ તો ચાખ્યો,
હવે સમજ્યા ' હમારૂં છે હમારા દેશનૂં ભાવિ,
નથી સ્વાશ્રય વિના કોદી હમારી ઉન્નતિ થાવી.
હમોને શિખવ્યા પાઠો તમોએ દેશ સેવનના;
શકો ખાળી પ્રવાહો શું હવે રાષ્ટ્રિય ચેતનના.
ધરીશું ' ધર્મ જ્યાં જય ત્યાં ' મહા એ મંત્ર તો ચિત્તે.
કરીશું કામ કે એવાં જગત જોઈ સહુ રહેશે,
હમારો ધર્મ છે હેતુ–પ્રભુ વ્હારે જરૂર ધાશે.
હમારા ભાવિમાં શ્રદ્ધા અને આશા અમોને છે.

( લેખક–રા. ચંદ્રશંકર. )

# અસહકાર ભજન.

( રાગ ) ( ગઝલ-કવાલી )

સુણો સૌ હિંદીઓ પ્યારા. સ્વીકારો આ વચન મારૂં;
કંઇકને લાગશે ખારૂં, કંઇકને લાગશે પ્યારૂં. ૧
પહેરી વસ્ત્ર ખાદીનાં, સ્વદેશી પ્રેમ દર્શાવો;
ત્વરાથી સ્વ-રાજ્ય મેળવવા, અસહકારી બની જાઓ. ૨
વિદેશી માલને નાંખો, તમે બાળી ઘણે હર્ષે;
ત્વરિત એ કામ કરવાથી, તમારી ભાવના ફળશે. ૩
ઘરેઘર રેંટીયા રાખો, ઉમંગે તેજ ફેરવજો:
સફાઇથી સુત્રને કાંતી, સુવસ્ત્રો તેહનાં કરજો. ૪
પીકેટીંગ દારૂને પીઠે, કરો ઉમંગે અસહકારી;
ભલે મૃત્યુ પછી થાએ, ન ગણશો જીંદગી પ્યારી. ૫
ઉમંગે ગાળને સ્હેશો, સહેશો ધોલ ધપ્પાને;
ફરજ સૌ તમ અદા કરજો, ન ડરશો દેખી ચપ્પાંને ૬
તમારો ક્રોધ દો છોડી, ધરો નમ્રતા તમે હોંશે;
ટુંકારો જે કરશે તમને, જાણો બસ તેજ પસ્તાશે. ૭
પહેરી ખાદીનાં વસ્ત્રો સુકાર્યો ખુબ આદરજો;
નિપજતું તે થશે અમૃત, તમે પીજો અને પાજો. ૮
સ્વદેશનું હિત જે ચ્હાશે, (તે) અસહકારી બની જાશે.
સ્વ-રાજ્યનું સુખ તે પીશે, બીજાને તે વળી પાશે. ૯
વિરામું આટલું લેખી, મતિ મુજ અલ્પ છે ભાઈ.
ક્ષમા મુજ ભૂલની દેશો, કદાપી હોય જો આંહી. ૧૦